|| સનાતન પરમો ધર્મ ||

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર

જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ નખત્રાણા-કચ્છ

કાર્યાલયઃ ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પલેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● શ્રાવણ વદ - ૬ ● તા. ૧૦-૦૮-૨૦૨૦ ● સોમવાર SDP NO: 114 MOB. : +91 78018 77774, +91 77189 77774. anksanatandharmpatrika@gmail.com

## શ્રી ક. ક. પાટીદારના જ્ઞાતિમાં વધુ એક MD ડૉ. નો સમાવેશ

**ગોવા મા.પૂ.સા. સમાજના સભ્ય શ્રી,**

રમેશભાઈ નાકરાણી ના પૌત્ર તેમજ શ્રીમતી દિમી બેન અને શ્રી પ્રકાશભાઈ ના સુપુત્ર **શ્રી ડૉ. હાર્દિક M.D. (Internal Medicine)** બની નાકરાણી પરિવાર અને માપુસા સમાજ નું ગૌરવ વધાર્યુ છે. તેમની આ સિદ્ધિ બદલ ખૂબ ખૂબ અભિનંદન.

નાકરાણી પરિવાર શરૂઆતથી જ સમાજપ્રેમી રહ્યો છે..

ડૉ. હાર્દિક ના મોટા મમ્મી વિજયાબેન માપુસા મહિલા મંડળ ના પ્રમુખ છે.

અત્યારે કોરોના વોરિયર્સ તરીકે G M C મા ખૂબ સારી સેવા આપી રહ્યા છે.

ડૉ. હાર્દિક પોતાના ક્ષેત્રમાં સેવા ની ભાવનાને સર્વોપરી રાખી ને દેશબંધુ ઓની ખૂબ સારી સેવા કરી ઉજ્જવળ ભવિષ્ય બનાવે એવા આશિર્વાદ....

**ટિમ પ્રચાર પ્રસાર સમિતિના સર્વે સભ્યો ડો હાર્દિક ને ઉજ્જ્વળ ભવિષ્ય સાથે સમાજ, દેશ અને પરિવારનું નામ રોશન કરે તેવી શુભકામનાઓ સહ...**

## શ્રી ABKKP યુવાસંઘ, એગ્રીકલચર & એનવરમેન્ટ ટિમ આયોજિત મિશન ગ્રીન ઈન્ડિયા

**1st July to 15th August 2020**

મધ્ય મહારાષ્ટ્ર રિજિયન અંતર્ગત મરાઠવાડા વિભાગના શ્રી કચ્છ કડવા પાટીદાર યુવા મંડળ - ઔરંગાબાદ દ્વારા મિશન ગ્રીન ઈન્ડિયા અંતર્ગત તાઃ- ૦૯.૦૮.૨૦૨૦ રવિવાર રોજે દૌલતાબાદ કિલ્લા ની પાછળ અને ધમ્મ અજંતા વિપશ્યના કેન્દ્રની બાજુ સુંદર અવચ્છાદિત પર્યાવરણમાં વાંસ અને સરગવાના કુળ ૪૫૧ વૃક્ષોનું વાવેતર કરેલ.

**ઉપસ્તિત રહેલ માનનીય શ્રીઓ**

વિપશ્યના કેન્દ્રના સંચાલક શ્રી કરશનભાઈ નારાયણભાઈ દિવાણી અને સનાતન ધર્મ પત્રિકાના સંયોજક શ્રી પ્રવિણભાઈ નાકરાણી - ઔરંગાબાદ.

MMR મધ્ય મહારાષ્ટ્ર રિજિયનના કારોબારી શ્રીઓ અને મરાઠવાડા વિભાગના હોદેદાર શ્રીઓ.

સ્થાનિક શ્રી સમાજ અને યુવક મંડળના કારોબારી શ્રીઓ.

Oxygen બેંક માં Oxygen જમા કરાવીએ

कार्य HUM SE...

करेंगे दिल से....

જય મિશન...જય યુવાસંઘ

## પ્રેરણાત્મક ... આપણે સૌએ અપનાવવા જેવું ...

તા :- ૦૯/૦૮/૨૦૨૦

શ્રી રમેશચંદ્ર માવજીભાઈ પોકાર, બીલીમોરા - DGR, 98252 8447

પોતાની દિકરી ભૂમિકા ના જન્મદિવસ નિમિત્તે......

શ્રી રાજેશભાઈ મંગળદાસ પોકાર, બીલીમોરા - DGR, 98252 84447

પોતાની દિકરી જાહન્વી ના જન્મદિવસ નિમિત્તે......

પ્રતિનિધિ :- મહેન્દ્રભાઈ સાંખલા, બીલીમોરા

પોતાના જન્મ દિવસ નિમિત્તે સનાતન ધર્મ પત્રિકા ના આજીવન સભ્ય બની સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે.

શ્રી સમાજ અને યુવાસંઘ તેમનો આભાર સાથે જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છાઓ પાઠવે છે.

## અવસાન સમાચાર

તા. ૦૬-૦૮-૨૦૨૦

સ્વ. કોકિલાબેન વસંતભાઈ પોકાર, ઉમર વર્ષ - ૫૬, હાલે - અનિયોર કંપા, મોડાસા.

તા. ૦૭-૦૮-૨૦૨૦

સ્વ. હેજીબેન રતનશીભાઈ લિંબાણી, ઉમર વર્ષ - ૯૫, કચ્છ - મથલ, હાલે - બેંગ્લોર.

તા. ૦૯-૦૮-૨૦૨૦

સ્વ. કાંતાબેન રતિલાલ ભોજાણી, ઉમર વર્ષ - ૫૦
કચ્છ-ખીડોઈ કોટડા, હાલે-બોરીવલી મુંબઈ.

સ્વ. અરજણભાઈ ભીમજીભાઈ છાભૈયા, ઉમર વર્ષ - ૭૫
કચ્છ - કોટડા (જ), હાલે - અમીરપેઠ, સિકન્દ્રબાદ

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા.૦૮.૦૮.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૭૦:-**

ભારત દેશના ગૃહ મંત્રી કોણ છે ??? અને તેમના પિતાનું નામ શું છે ???

સાચો જવાબઃ અમિત શાહ અને તેમના પિતાનું નામ અનિલચંદ્ર શાહ.

સાચો જવાબ આપનાર વિજેતાઃ તુલસી ભાઈ દિવાણી - રાયપુર ૯૬૩૦૮૩૧૮૦૦

**ગઈકાલ તા.૦૯.૦૮.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૭૧:-**

એ કોણ મહાપુરુષ હતા જેમણે ૧૯૯૬ માં મેગ્સેસાય એવોર્ડ અને ૧૯૯૯ માં પદ્મ વિભૂષણ મેળવેલ હતો, અને આપણી જ્ઞાતિમાં ત્રિકાળ સંધ્યા જેવી અભૂતપૂર્વ ભેંટ આપી છે...?

**આજના પ્રશ્ન નંબર ૭૨ માટે જુઓ આજની સમાચાર વિડિયો ક્લિપ...**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઇનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## હૃદયાંજલી

૦૮-૦૮-૨૦૨૦

સ્વ. જયંતીલાલ કરમશીભાઈ ચોપડા (કોલકતા)

અવસાન ૦૮ ઓગસ્ટ ૨૦૨૦

**પ્રિય મિત્ર ને હૃદયાંજલી**

હે મા..ઉમા... હે ઇષ્ટદેવ લક્ષ્મીનારાયણ..
તારા ચરણો માં આ જીવતર ની પ્રસાદી ધરાવું, તારી આરાધના ના સુર રેલાવી,
શીશ ઝુકાવી સાદર નમી રહું. પ્રેમ-પુષ્પ નો ગુચ્છ પહેરાવી,
મારું મન-મંદિર સુવાસિત કરું, તને ખોબો જળ ચઢાવી,
આ આતમ ને સંતૃપ્ત કરું. નિત્ય તારા સ્મરણો થી મોહ, માયા અને આડંબર અવરોધી રહું,
તારી કૃપા દ્રષ્ટિ જો મુજ મિત્ર સખાના આત્મા પર પડે, તે મારગ ભૂલેલા ની દિશા બની રહે..
વણ-માગ્યું તે દીધું આ અખીલ વિશ્વ ને, તારા સર્જન ના સાક્ષી તે અને હું બનેય સરખા...
એક તું જ શક્તિ-સ્વરૂપા જગત જનની, સદા તારા અનુકંપા ના અભિલાષી બની રહે.
જય મા ઉમા તુ જ શક્તિ ને તુ જ સૃષ્ટિ, તારા વગર નથી મારા મિત્ર જયંતીના નવજીવન ની પુષ્ટિ.
એજ સદૈવ પ્રાર્થના...

૦-૦-૦-૦-૦-૦-૦-૦-૦-૦-૦-૦-૦-૦

જેનું હાસ્ય જ સર્જનાત્મક પ્રેરણા બને.. નખશીખ સંનિષ્ટ રાહબર, મુઠી ઉંચેરો માનવી.
પરિવાર જેનું મંદિર હતું. પરિશ્રમ અને હૂંફ જેનું કર્તવ્ય હતું..
ઉમદા દાનવીર, સમાજ સેવક અને સ્વપ્નદ્રષ્ટા..
સખા પરિવાર ને સદા ઉત્સાહ પૂર્વક ઉજ્જવળ કરનાર, એક ચહેરો જે દ્રષ્ટિમાંથી ભુલાય નહીં.
સખા સદાય સાથે હોય, તું આમ અચાનક આઘાત તો લાગ્યો.
આપ નું ધરતી પર ના હોવું એ અકલ્પનિય લાગે છે.
પુણ્યઆત્મા ને પરમકૃપાળુ પરમાત્મા સદૈવ તેના સાનિધ્યમાં સ્થાન આપે.

| | | |
|---|---|---|
| આત્મિય મિત્ર.. | રતનસી (મનસુખ) વાલજીભાઈ પદમાણી. | - વેલટફ સેફ્ટી ગ્લાસ, દમણ વાપી. |
| 'કાવરા' | કાંતિલાલ વી રામાણી, કોટડા, | - સનાતન પત્રિકા સંયોજક. |
| પુષ્પાંજલિ .. | નરેન્દ્ર માકાણી, કોલકતા, | - ચરેમેન નવચેતન રિજીયન |
| | ગૌરાંગ ધનાણી, | - કડોદરા સુરત |

ૐ.. શાંતિ.. શાંતિ.. શાંતિ.. ૐ

## જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છા

HAPPY BIRTHDAY

**શ્રીમતી મણીબેન કરમશીભાઈ માકાણી**

કચ્છ - નેત્રા, હાલે - બીલીમોરા.

બીલીમોરા સમાજના ભૂતપૂર્વ પ્રમુખ શ્રી કરમશીભાઈ એક કર્મઠ લીડર તેમના ધર્મ પત્ની મણીબેનના જન્મદિવસ નિમિત્તે સુદીર્ઘ અને નિરામય જીવનની શુભકામનાઓ પાઠવીએ છીએ. આપશ્રી ને કુળદેવી શ્રી ઉમિયા મા આપના કાર્યો માટે સ્વાસ્થ્ય અને સંપન્નતા અર્પે એવી પ્રાર્થના...

પ્રચાર પ્રસાર સમિતિ

# "ખેતીવાડી" ભવિષ્ય નો સર્વોતમ ધંધો હશે

ખેતી એક સંપુર્ણ અને સ્વનિર્ભર વ્યવસાય છે. જગતનો તાત એટલે બાપ કહેવાતા ખેડુતના હાથમા એટલી આવડત અને શક્તિ હોય છે કે તેને ઇશ્વર-પ્રકૃતી સિવાય કોઇ લાચાર ન કરી શકે. દુનિયા આખીના પેટની ભુખ ઠારવાનુ કૌવત એક માત્ર "ખેડુતના બાવડામાં"જ હોય છે.

કુદકેને ભુસકે વધતી વસ્તીને કારણે.. ચાહે દુનિયાની કોઇ પણ સત્તા કે મહાસત્તા કેમ ન હોય. આવનારા નજીકના સમયમાં ખેતીને સૌથી વધારે " મોભાદાર અને રોજગારી "આપતો વ્યવસાય બનતા કોઈ નહિ રોકી શકે. સ્વયં ઈશ્વર પણ નહિ.

કરોડો રુપિયા ના રોકાણ પછી પણ ધંધા બદલવા પડે છે અથવા બંધ થઈ જાય છે. આજે કે ભવિષ્યમા એક પણ ધંધો - નોકરીની સલામતી ની કોઇ ગેરંટી નથી એની સામે સૌથી સુરક્ષીત વ્યવસાય "ખેતી" હશે ?

મિત્રો તમે જ જોઈ લ્યો !!!

આજ થી ૧૫ - ૧૭ વર્ષ પેહલા લગભગ એવી કોઈ જ જગ્યા નહોતી જ્યાં P. C. O ના હોય.. પછી ધીમે ધીમે બધા ના ઘર માં લેન્ડલાઈન ની સુવિધા થવા માંડી...ધીમે ધીમે P. C. O ઓછા થવા લાગ્યા... અને પછી વિશ્વ માં જન્મ લીધો મોબાઇલે... લગભગ P. C. O બંધ... હવે P. C. O વાળા એ મોબાઈલ ના રિચાર્જ અને બિલ ભરવાના ચાલુ કરી દીધા..અને હવે તો રિચાર્જ અને બિલ પણ ઓનલાઇન થઇ ગયા છે...તમે ક્યારેય એ તરફ ધ્યાન વાળ્યું..?

આજે બજાર માં દરેક ચોથી-પાંચ મી દુકાન મોબાઈલ ની છે. સેલ, સર્વિસ, રિચાર્જ, એસેસરીઝ , રીપેર તથા મોબાઈલ ને લગતી કાંઈપણ હલ કરવી હોય...

આજે લગભગ બધું "Paytm" થી થઇ ગયુ છે...હવે તો લોકો રેલવે, બસ ની ટિકિટ પણ મોબાઈલ થી કરાવવા લાગ્યા છે...હવે રૂપિયા -પૈસા નું લેણદેણ પણ બદલાઈ રહ્યું છે....

રોકડ રૂપિયા ની જગ્યા પહેલા પ્લાસ્ટિક મની એ લીધી...અને હવે તો ડિજિટલ લેવડદેવડ થઇ રહ્યુ છે

દુનિયા ખુબ ઝડપ થી બદલાઈ રહી છે...આંખ, કાન, નાક, મગજ ખુલ્લું રાખો નહીંતર તમે પાછળ રહી જાશો...

૧૯૯૮ માં "કોડાક" કંપની માં ૧,૭૦,૦૦૦ કર્મચારીઓ કામ કરતા હતા અને તેઓ દુનિયા ના ૮૫% ફોટો પેપર વેંચતા હતા... થોડા જ વર્ષો માં "ડિજિટલ ફોટોગ્રાફી" એ તેમને બજાર માંથી બહાર ફેંકી દીધા.. "કોડાક" દેવાળિયું થઇ ગયું... તેમના બધા જ કર્મચારીઓ રસ્તા પાર આવી ગયા, તેવીજ રીતે "નોકિયા" મોબાઈલ કંપની...મુદ્દાની વાત એ છે કે.. તમને અંદાજો પણ છે કે આવતા ૧૦ વર્ષો માં વિશ્વ સંપૂર્ણ પરિવર્તન પામશે...

**આજે ચાલનારા ૭૦ થી ૮૦% ઉદ્યોગો બંધ થઇ જશે...**

**" ચોથી ઔદ્યોગિક ક્રાંતિમાં તમારું સ્વાગત છે... "**

"ઉબેર" ફક્ત એક સોફ્ટવેર છે. તેમની પોતાની એકપણ કાર નથી તેમ છતાં તે દુનિયાની સૌથી મોટી ટેક્ષી કંપની છે.

Airbnb દુનિયાની સૌથી મોટી હોટેલ કંપની છે, જ્યારે તેમની ખુદની પાસે તો પોતાની એકપણ હોટેલ નથી...

અમેરિકા માં યુવા વકીલો માટે હવે કોઈ જ કામ નથી બચ્યું...કારણકે IBM Watson નામનું એક સોફ્ટવેર પાપણના ઝબકારામાં વધારે સારી Legal Advise આપી દે છે...આવતા ૫ થી ૭ વર્ષ માં ૯૦% વકીલોને ઘરે બેસવાનો વારો આવશે...અને જે બાકી બચ્યા હશે તે ઉત્તમ પ્રકારના જે-તે બાબત ના નિષ્ણાંત હશે...

Watson નામક આ સોફ્ટવેરે કેન્સર નું ડાયગ્નોસિસ મનુષ્યની ચોક્કસાઈ કરતા ૪ ઘણી વધુ ચોક્કસાઈએ કરે છે...

અંદાજે અંદાજે ૨૦૩૦ થી તે ૨૦૩૫ સુધી માં કમ્પ્યુટર મનુષ્ય કરતા વધારે હોશિયાર થઇ ગયું હશે...

આવતા ૧૫-૧૭ વર્ષોમાં લગભગ કાર ગાયબ થતી અનુભવશો....

જે વધશે તે કાંતો Electric કાર હશે અથવા તો હાયબ્રીડ.......

રસ્તાઓ ખાલી જોવા મળશે... પેટ્રોલ ની નહિવત જરૂર પડશે....

આરબ દેશો મુશ્કેલી માં મુકાવા લાગશે, આર્થિક તાણ અનુભવવા લાગશે...

તમે પોતે Uber જેવા એક સોફ્ટવેરે થી કાર મંગાવશો અને પલભર માં એક ડ્રાઈવર વગર ની કાર તમારી આસપાસ આવી જશે....અને એ સવારી જો તમે કોઈ અન્ય સાથે વહેચણીમાં લેશો તો તમને સવારી તમારા બાઇક કરતા પણ સસ્તી પડશે..

Driverless કાર હોવાના કારણે એકસિડેન્ટ્સ થવાના લગભગ બંધ જ થઇ જશે....એટલે insurance અને વીમા કંપની પણ ઘર ભેગી..!

ડ્રાઈવર નામ નો રોજગાર લુપ્ત થઇ જશે... જ્યારે શહેરો અને રસ્તો પર થી ૯૦% ગાડીઓ ગાયબ થઇ જશે તો ટ્રાફિક અને પાર્કિંગ નામની કંટાળાજનક સમસ્યા નો અંત આપોઆપ આવી જશે....આવુ તો બહુ બધુ બદલાઈ રહ્યુ છે એ બદલાતા સમય મા પણ મુળ ન બદલાય એવો એક વ્યવસાય હશે

**"" ખેતીવાડી""**

પ્રાકૃતિક ખેતીને અનુસરતો ખેડુત ક્યારેય બેકાર ગરીબ કે લાચાર નહિ રહે. પ્રાકૃતિક ખેતી, આધુનિક વિજ્ઞાન કે ટેકનોલોજીની ઓશીયાળી નહિ રહે. અનેક ધંધા બંધ થઈ ગયા અને ભુલાઈ સુદ્ધા ગયા છે પણ પાછલા ૫૦૦૦ વરસથી અનેક ચડાવ ઉતાર આવ્યા પછી પણ ખેતીનો વ્યવસાય અડીખમ ઉભો છે અને માણસને જ્યાં સુધી પેટ છે ત્યાં સુધી રહેશે. ગમે એવા ભુખમરામા પણ પોતાનુ પેટ ભરવા માટે ખેડુત સ્વનિર્ભર તો રહેશે જ.

**"આવનારા સમયમા બજારનો માલીક ખેડુત હશે".**

FINALLY AGRICULTURE IS OUR CULTRE

**રવજી ભાઈ દિવાણી... કિલ્લાપારડી**

**દક્ષિણ ગુજરાત ઝોન સમાજ સહમંત્રી,**

**કેશવ ફાર્મ .. ટોડીયા કચ્છ.**

# આપણા તહેવાર અને માન્યતાઓ

- છાયાબેન વિજયભાઈ સાંખલા. (નાસિક).

**-: શીતળા સાતમ :-**

**શીતળાનો અર્થ શીતળ ( ઠંડું).**

**શરીરને ઠંડક આપનારી દેવી.**

**જેને શીતળા માતા કહીએ છીએ.**

**પ્રાચીન મુખ્ય મંદિર:- ગુડગાંવ હરિયાણા.**

**- : તહેવાર : -**

હિન્દુ પંચાગ પ્રમાણે ચૈત્ર- કૃષ્ણપક્ષની આઠમના અથવા હોળી પછી આઠમે દિવસે ઉજવવામાં આવતું વ્રત જે ઉત્તર ભારતના રાજ્યો રાજસ્થાન, ઉત્તરપ્રદેશ, ગુજરાત જે ગરમીના રાજ્યો છે. તે રાજ્યમાં બસૌડાવ્રત તરીકે પ્રખ્યાત છે. જેમાં સાતમ - આઠમના ઠંડું જમે છે. જેને સાતમ આઠમ (સપ્તમી અષ્ટમી) કહેવાય છે.

**- : વ્રત નો મહિમા : -**

આગલા દિવસે બનાવેલ વાસી, ઠંડું ભોજન લેવાનું.

વૈજ્ઞાનિક અને આયુર્વેદ ની દષ્ટિએ ઠંડું ભોજન ના વ્રત નો મહિમા છે કે, શિયાળા પછી ઉનાળાની શરૂઆત થતાં હોળી પછી ગરમી ની શરૂઆત થતી હોય છે અને સૂર્યનું તાપમાન વધે છે. જેથી માનવ શરીર ની રચના પ્રમાણે પાચનક્રિયા માં પણ ફેરફાર જોવા માં આવે છે. માન્યતા પ્રમાણે આ દિવસે છેલ્લીવાર ઠંડું (વાસી) ભોજન ખાઈ લેવું ત્યારબાદ વાસી ખોરાક લેવાની મનાઈ છે. કારણ કે તે ગરમીથી ખરાબ પણ થઈ જાય. જેને વ્રત તરીકે ઉજવીને પ્રથા બનાવવામાં આવી છે.

ગરમીના દિવસોમાં શરીરના ચામડીના રોગો જેવા કે અછબડા (Chickenpox), ઓરી, અળાઈ, ગરમીની ફોલ્લીઓ થવાના ચાન્સ વધારે જોવા મળે છે. આ રોગોથી બચવા માટે..

શીતળા માતા નું સ્વરૂપ નું વર્ણન આપણને બદલતાં પર્યાવરણ નો સુંદર સંકેત આપે છે. જેને આપણે સમજી એ...

૧) શિતળામાતાના હાથમાં ઝાડુ છે. જે ઘરની સાફ સફાઈ, સ્વચ્છતા નો સંકેત આપે છે.

૨) પાણીનો ઘડો જે ગરમી માં ઠંડાં પાણીનું સેવન અને ઠંડાં પાણીથી સ્નાન કરવું, શરીરને સ્વચ્છ રાખવું જોઈએ એ સંકેત આપે છે.

૩) પંખો જે ચામડીના રોગીની પીડામાં રાહત અને ગરમી માં ઠંડાં પવનનો સંકેત આપે છે.

૪) લીમડાનો શણગારનો મહિમા.. જે દવા તરીકે અંતી-septic. નું કામ કરે છે અને તેના પાણીથી સ્નાન કરવાથી રોગીને રાહત મળે છે. તેવી સમજણ આપે છે. સાથે ઘરની બહાર લીમડાના તોરણ બાંધી ને લોકોને જાણ કરતા કે આ ઘરમાં રોગી વ્યક્તિ છે. જેથી તે ઘરમાં જવાનું ટાળવું જોઈએ.

૫) ગધેડા પર સવાર થઈ ને સમજાવે છે કે રોગીએ તન-મન શાંત રાખી ને ગધેડા ના સ્વભાવની જેમ ધૈર્યવાન બનવું, પરિશ્રમ કરતા રહેવું.

લોકોની એવી માન્યતા છે કે શરીર પર અછબડા ના ડાઘ ને કાઢવામાં ગધેડાના મળને લગાવવાથી ડાઘ રહેતા નથી. સાચી શ્રધ્ધાઃ- શીતળા માતા ના સ્વરૂપ નું સાચું વર્ણન સ્વસ્થ, સજાગતા, સ્વચ્છતા, સમૃદ્ધિ છે. જે પર્યાવરણને અનુરૂપતાનો પરિચય આપે છે.

દેવી દેવતા ના સ્વરૂપ ના સંકેત તેના મર્મ ને સમજીને તેમને પૂજવા જોઈએ. સાચા ગ્રંથ ને સાચા સાધુ સંતો પાસે થી સમાધાન કરવું જોઈએ.

**- : અંધ વિશ્વાસ : -**

બજારૂ વ્રત કથાની વાર્તાઓ જેવા સાહિત્ય વાંચી ને ભ્રમિત થવું જોઇએ નહીં.

કોઈપણ દેવી દેવતા ઓ જીવ હત્યા કે પ્રાણી માત્ર નો ભોગ લેતાં નથી. પણ જીવન જીવવા ના આશિર્વાદ આપે છે માટે તે પુજનીય હોય છે.

બધા કરે છે..કરતાં આવે છે..એટલે આપણે પણ કરીએ એમ ના કરતા સાચી સમજણ સાથે બધા તહેવારો, ઉત્સવ, વ્રત ઉજવવા જોઈએ. એજ સાચી ભક્તિ અને શ્રદ્ધા છે.

આપણાં સૌ કડવા પટેલ પાટીદારો ને મારે એક પ્રશ્ન પુછવો છે કે, આ લેખની સમજણ સાથે જો શીતળા સાતમ ચૈત્ર માસમાં આવે છે.. તો આપણે સૌ શ્રાવણ માસની સાતમના દિવસે ઠંડું જમીને ઉજવણી કરી એ છીએ એનું ધાર્મિક અને વિજ્ઞાન ની રીતે શું મહત્વ છે....?

આપ સૌ પોતાનાં મંતવ્યો અને વિચારો અને સાચી માહિતી જરુર જણાવશો.

**જય સનાતન,**

**જય લક્ષ્મીનારાયણ,**

**જય સ્વામિનારાયણ**

## આજની ચિંતનકણિકા

જર્મન કવિ ગેટેએ કહ્યું છે, "બધાં બાળકોનો જો એમનામાં રહેલી શક્યતાઓ પ્રમાણે વિકાસ થાય, તો આ જગત વિભૂતિઓથી ઊભરાઈ જાય. બીજમાં જેમ વૃક્ષ છુપાયેલું છે તેમ દરેક બાળકમાં તેના ભાવિની મહાન શક્યતાઓ છુપાયેલી જ હોય છે.

ટૂંકમાં આપણે હવે બાળકને પુસ્તકની જેમ વાંચવાનું અને સમજવાનું શરૂ કરવું પડશે. ગુજરાતી ચિંતક અનિલ જોશી કહે છે કે, "બાળકનું દફતર વાંચવા ટેવાયેલી આપણી આંખે બાળકનો ચહેરો વાંચતાં શીખવું પડશે."

હવે આપણે બે વાત ઊંડાણપૂર્વક સમજવાની જરૂર છે... એક, પરિવારમાં બાળકનો આદર્શ ઉછેર અને બીજું, વિદ્યાલયોમાં બાળકનું આદર્શ શિક્ષણ. તેથી અપેક્ષિત એ છે કે પરિવાર બાળકની સંસ્કારશાળા બની રહે અને શાળા એ ઘર જેવું મંગલમંદિર બની રહે.

ઉમાશંકર જોશી કહે છે,"બાળશિક્ષણ - એ તો છે માણસના હૃદયમાં ફૂટી નીકળતો શુચિ-વાત્સલ્યનો ફુવારો !"

**મિશન અભિમન્યુ**

**SUV International School.**

**શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ**